# ઝગરેલનો ઝપાટો.



ભાગ ૨ જો.

( મુંબઈથી આવેલી મદદનો. )

રચી પ્રસીદ્ધ કરનાર

વ્યાસ હીરપાશંકર મોતીરામ.

ઠે૦ કંસારા સેરીને નાકે.



સુરત.

૧૫, સંઘાડીયાવાડમાં "અંબીકા" પ્રેસમાં

ભવાનીશંકર રવીશંકરે

છાપ્યો.

સંવત ૧૯૩૯ સને ૧૮૮૩.

કીંમત એક આનો.

# ઝગેરેલનો ઝપાટો.



## ગરબી.



(અંબે જોવાની આડીરે, નીરખું મોરી માંડી . એરાગ.)



તમે જુવો સુરતના લોકરે, ઝગરેલ ઝપાટો;
થઇ આરૂદ્રાની હેલીરે, માર્યો પેહેલો સપાટો. ॥ ટેક. ॥

જેઠ વદ તેરસ શોમવારે, આયવાં ફાડી પરવત વાટોરે. ઝગ.
આગગાડીના પુલજ તોડયા, તણાયા છે સલેપાટોરે- ઝગ.
સુખીયા લોકોના સુખ તણાયા, સુતા ઢાળીને છપરખાટોરે. ઝગ.
બાગબગીચા ને બંગલા ભાંગ્યા, એંચાઇ ખુરશી ને પાટોરે. ઝગ.
મોદીઓના અનાજ તણાયા, ભીંજી ગયો ઘઉંનો આટોરે. ઝગ.
ચૌદશે પાણી શેહેરમો પેઠાં, ચારગમ થઇ ફાટા ફાટોરે. ઝગ.
કોઇનારે ઘરમાં ને કોઇનેરે માળે, દેખાય ઉપલી છાટોરે. ઝગ.
કીલ્લાને કોરટો બંધ રહયાછે, બંધ થયા બજારના હાટોરે. ઝગ.
કંઇક ગરીબના માલ તણાયા, થઇ ગયા છે બારે વાટોરે. ઝગ.
ઘીના ઘાડવા પાછા ફરયા છે, બંધ રહયો મનોરનો કાંટોરે. ઝગ.
કીલ્લા આગલ બે પુલ ભાંગ્યા, એક ભાંગ્યો એક થયો રાંટોરે. ઝગ.

શીયાળામાં શૈયડ ઘુમ્યા, રેલે ઉઘાડ્યા દુખના દાટોરે. ઝં
તાહુાદા ડાહ્યામ તાકીને દીધા, નહી રૂઝાય ચણ ચાણાટોરે. ઝં
બારેપરામો ફરી વળી છે, ઘણા કર્યા છણછણાટોરે. ઝગ.
વ્યાસ કહે સૌ સમજી ચાલો, મુકી દેજો પાપનાઘાટોરે- ઝગ.

## ગરબી.



(આવોની નંદલાલ, રમવાને આવોનીરે. એ઼ઢાળ.)



આવી છે ઝગરેલ, સુરત પર આવી છે રે. આવી છે. બેવાર.
જેઠ વદ તેરસ શોમવારે, ખોટો બન્યો છે ખેલ. સુરત પર-
તાપી કાંઠાના ગામજ તાણ્યા, ઘણા તણાયા બેલ. સુરત પર.
ચૌદશે પાણી ગામમો પેઠાં, થઇ છે રેલમ છેલ. સુરત પર-
બાગબગીચાના બંગલા ભાંગ્યા, ઘણા ભાંગ્યા છે મ્હેલ. સુરતપર.
ચકલે ચકલે પાણીરે આવ્યાં, નાહે છોકરાઓ કરે સેલ. સુરતપર.
ઘોડાગાડીએ બેસી ફરે છે, જોવા નીકળાછે સુરતી છેલ. સુરતપર.
ઘણા લોકોના માલ તણાયા, તણાયા ઘાંચીના તેલ. સુરત પર.

ગગાડીના પુલ ખેંચાયા, સલેપાટ ઉપરની રેલ. સુરત પર-
રટો સઘળી બંધ થઈ છે, પાણીએ ભરાઇ ગઈ જેલ. સુરતપર.
ઘણા લોકોના ઘર ધોવાયા, કંઇક દાહાડાનો કાહાડયોમેલ. સુરત.
બુડતા મનુષ્ય પોકાર કરે છે, જાણે ટેલીયા નાંખે ટેલ. સુરત પર.
વકીલ સાકેરલાલે વેંહેંચ્યા વટાણા, કાડી ધરમની પેલ. સુરત પર.
ગરીબ બીચારા ખોળા ધરે છે, ફાકે ધાણીને કરે ગેલ. સુરત પર-
વ્યાસ શીખામણ સૌને દે છે, હવે મુકજો પાપના ફેલ- સુરત પર.

## લાવણી.

હવે ગયો સુરતનો સાર લાલ ગયા લાલા.
ગયા આતમારાંમ ભુખાણ ફુલાચંદવાલા;
ગયા અરદેશર બહાદુર જગતમો શાકા;
ગયા નાજર આદીતરાંમ મંછા કાકા;
ગયા નવાબ અફજુલદીન પેહેરતા જામા;
ગયું નાંણાવટનું નાક રામદાશ મામા;
ઉડી હરીભગતીની પેડી વડોદરા વાળા;
હવે ગયો સુરતનો સાર લાલ ગયા લાલા. ૧

ગઓ સાપ સપોલીઆ રહ્યા છકર શું ચાલે.
આવો ઝગરેલનો ફંદ તેમાં શું આલે;
બે ત્રણ જાણના બશે બશો પચાશ પચીશે;
કંઈ ગ્રહુસ્થે ભર્યા છે પાંચ કોઇના વિશે;
એવી રીતે કરે છે ટીપ મહાજનવાળા;
હવે ગયો સુરતનો સાર લાલ ગયા લાલા ૨
મુંબઇમાં ગયોછે તાર ન લાગી વારે;
ત્યાં રકમ થઇતૈયાર પચાસ હજારે;
કરો ગરીબની બરદાશ જોઇએ તો લેજો.
જે થયું હોય નુકશાન તે હમને કહેજો;
એવી રીતે કહ્યા છે સજન મુંબઇ વાળા;
હવે ગયો સુરતનો સાર લાલ ગયા લાલા; ૩
પડયા ગરીબ લોકોના ઘર રેલે કર્યા ખોખા;
તેને ખાવા આપ્યું અંન દાલને ચોખા;
મુંબઇથી આવ્યા જણ પાંચ ઘણાએક શ્યાણા;
જેનું થયું જેવું નુકશાન આપ્યા નાણા;
કવી કહે પાપના ફંદ મુકજો ચાળા;
હવે ગયો સુરતનો સાર લાલ ગયા (ચુની)લાલા. ૪



# બુરાનપુરી રાગ.



રૂડું સુરત સરખું શેહેર, ઝબરેલે કાહાડયું ઝેર;
કંઈક દહાડાનું વેર, એણે લીધું છે. ટેક.

ઘણું કીધું છે નુકસાન, સઉના ઉતાર્યાં છે માન;
એતો કરતી આવી તાન. દુખ દીધું છે. ૧

ગુલમી આવ્યો જેઠ માસ, તેમાં તાપીમાનો ત્રાસ;
સઉની કરવાને તપાસ; રેલ આવી છે. ૨

ફરતી ફરતી ઠામે ઠામ, સઉએ મુકી મનની હામ;
કાંઠા ઉપરના ગામ, ઘસડી જાતી છે. ૩

પ્રથમ વરીઆવી ભાગોળ, અધરાતે વાળ્યો રોળ;
નાશે બકરાં ઉંદર ડોળ, પાણી પેઠાં છે. ૪

આજે દહાડે મંગળવાર, ભાએ રસ્તા રોકયા બાર;
જોવા નીકળ્યા અમલદાર, જારી બેઠા છે. ૫

કુદી નહાનપુરાની ખાડી, અટકી ગયા ઘોડા ગાડી;
ગોપીતળાવની વાડી, ઘણી મોટી છે. ૬

વાગે રણસીંગા રણતુર, ગોપીપુરામાં ભરપુર;
વડું પરું નથી દુર, રેલ ખોટી છે. ૭

લોકો ઝાંપાને ઝપૂટાવી, મુંબઈ વડ કને આવી;
ચોડીયાકુઇ નાખી ચાવી, એવુંભાસે છે. ૮

જાનને જોઈ આગગાડી, ભરી નાખી જલાખાડી;
ઘણા ઘર નાખ્યા પાડી, સઉ નાસે છે. ૯

ઝાંઝાં જઈએ તાંતાં પાણી, દુનીયા કરી ધુળધાણી;
જાણે સુરત લેશે તાણી, ભય લાગે છે. ૧૦

ત્રણ દહાડાને ત્રણ રાત, શેહેરમાં રહ્યાં તાપી માત;
સઉ લોક બેઠા કરે વાત, રાતે જાગે છે. ૧૧

કોઈ બેઠા જપે જાપ, 'નથી જોવાતો અદાપ;
માફ કરો ગુન્હા માફ, રૂડું કરજો. ૧૨

કેહે છે કીરપાશંકર વ્યાસ, મુંબઈ ઉપર વીશ્વાસ;
.મામાદેવી પુરશે આશ, ધીરજ ધરજો. ૧૩



## છપ્પો.



મુંબઇ સરખું શેહેર લેહેર લંકાના જેવી;
હવેલી ઓળા ઓળ નજરે ન દીઠી એવી;
લક્ષપતી લાખેણા લોક બારે બંદરના રેહે છે;
નાના વીધના રોજગાર ખુશીથી બહુ કરે છે;

શોભા એવી મુંબઇ તણી વ્યાસ ફકીરપાશંકર કહે કથા
એવું દયાળુ શેહેર બીજું મેં દીઠું નથી. ૧



## ગરબી.



(મારારે સ્વામી બોલોની વાહાલા—એ રાગ



મદત આવી મુંબઇથી ભારે;
ચડા શહ સુરતની વ્હારે. મદત ૧
સંવત ઓગણી ઓગણચાળી;
જેઠ વદ તેરસ સોમવારે. મદત ૨
ચઉદસે ચારેગમ પાણી;
ઇશ્વર વીના કોણ ઉગારે. મદત ૩
તાપી માએ ત્રાશ ઘણો કીધો;
મુંબઇમાં થયો છે પોકરે. મદત ૪
શેર બજારના દલાલે;
મોટી મીટીંગ કરી તારે. મદત ૫

શેઠ ચુનીલાલ મોતીલાલે;
ચેરમેન થયા તઇવારે. મદત ૬

માંહોમાંહે વાત કરી સઉએ;
કરવો છે મોટો પરોપગારે. મદત ૭

કલમ કાગલ કરમો લઇને;
શેઠીઆ સજ થયા બારે. મદત ૮

તરત ફંડ થઇ ગયો રૂડો;
આશરે થયા ચાર હજારે. મદત ૯

ગરીબના કામ રૂડા થાશે;
ત્રણ જણ સુરત પધારે. મદત ૧૦

વ્યાસ આશીસ દે છે સઉને;
પ્રભુ વંશ સઉનો વધારે. મદત ૧૧



## ગરબી.



(માએ કોપ કર્યો તે કળી કાળમાં જો—એ રાગ)



આગ્રો જુલમ થયો તે કળી કાળમાં જો;
સુરત ઝલાઇ ગયું રેલની જાળમાં જો. ટેક.

મોટી મદદ આવી છે મુંબઇ શેહેરથી જો;
હામ હામ થાએ ટીપ મોટી મેહેરથી જો. ઝાઝો ૧

શેર બજારના દલાલ ઘણા ફાંકડા જો;
કરે રકમ તઇઆર મુકે આંકડા જો. ઝાઝો ૨

ગોવનજી તુળસીદાશ છે ધર્મના ધણીજો;
લખ્યા રોકડા તરત આપ્યા ગણી જો. ઝાઝો ૩

ગણેશ વેલજી છે શ્રાવક સાથમાં જો;
નાણા આપ્યા ચુનીલાલના હાથમાં જો. ઝાઝો ૪

બેરામજી ભીખાજી અંધ્યારૂ કેહેવાય છે જો;
ગરીબ ગરબાની વહારે ઘણું ધાય છે જો. ઝાઝો ૫

અસલથી છે સ્વભાવના ભોળીઆ જો;
તરત રોકડા કહાડીને આપ્યાં પોહોળીયાં જો. ઝાઝો ૬

પારસી સાપુરજી બરજોરજીને ધંન છે જો;
એનું પરમારથ ઉપર મોટું મંન છે જો. ઝાઝો ૭

એણે આપીયું અપાવીયું સઉની કને જો;
મોટી મદદ કરી એણે મોકળે મને જો. ઝાઝો ૮

રત્નાગર માણેકજી ઉપર મેહેર છે જો;
આપ્યું મામાદેવીએ લીલા લ્હેર છે જો. ઝાઝો ૯

એણે આ કામમાં તો સારી કરી જો;
આપ્યા રોક રૂપીઆ વીલંબ ન કરી જો. ઝાઝો ૧૦

મંચેરજીભાઈને શોખ ઘણો બાગનો જો;
લ્હાવો લીધો છે પુન્યના ભાગનો જો. ઝાઝો ૧૧

મોતીચંદ દેવચંદ દેવ રૂપ છે જો;
એના મીત્ર મંડળ જેવા ભુપ છે જો. ઝાઝો ૧૨

ચુનીલાલ મોતીલાલ સઉના સાથમાં જો;
ધરમ ધજા લીધી છે એણે હાથમાં જો. ઝાઝો ૧૩

આગેવાન થઈ કામ પાર પાડવાં જો;
દુખમાં દટાયલાને પકડી બહાર કહાડવા જો. ઝાઝો ૧૪

અમરશીભાઈ સહાએ આણંદમાં જો;
રોક રૂપીયા આપીયા છે આ ફંડમાં જો. ઝાઝો ૧૫

સોમનારાયણ ચંદ્રમાં ને સુર્ય છે જો;
પરમારથ કરવામાં આતુર્ય છે જો. ઝાઝો ૧૬

કાવસજી નસરવાનજીએ રૂડું કર્યું જો;
આપ્યું રોકડું નાણું ને ટીપમાં ભર્યું જો. ઝાઝો ૧૭

રામજી પુરશોતમ જીવમાના ઉદાર છે જો;
નાણા આપતાં એને શી વાર છે જો. ઝાઝો ૧૮

શ્રીમાન હરખચંદ બહાદુર છે જો;
પુન્ય દાનની વાતોમા ભરપુર છે જો. ઝાઝો ૧૯

બાજા દલાલોએ આપીયું રૂડું ચાર્ડાને જો;
ધન ધન છે એ સઉની કમાઇને જો. ઝાઝો ૨૦

વ્યાસ વચન કેહે છે ધરમ તીશે આપજો જો;
દુખી લોકના તે દુખડા કાપજો જો. ઝાઝો ૨૧

——0§0——

## છપ્પો.



સુરત શેહેરની હાલ હકીકત કહું છું ભારી;
આવી છે ઝબરેલ દૂખી છે દુનીયા સારી;
ઘણું થયું નુકસાન ઘરનો ખાણુજ વાળ્યો;
ટાડા દીધા ડામ જીવને ઝાઝો બાળ્યો;
વ્યાસ કહે વળી વળી વચન હમારૂં થાપજો;
ઉતાવળથી આવીને દુખીઆનું દુખ કાપજો.



# ગરબી.

—o—

(રૂડી રામ કથા સુખદેવજી કહેછે રે, પરીક્ષત રાજાને એ રાગ.



મોટી મેરે કરી મુંબાઈ શેહરથી, ત્રણ શેઠીઆ આવ્યાં;
દુખ દુરભગના ખોવા શારૂ, શેઠ રૂપૈઆ લાવ્યા. ટેક,
શેઠ ચુનીલાલ મોતીરામ, રંક રઈઅતના કરવાં કામ;
કર્યો સોનીફળીએ મુકામ. મોટી ૧
સોમ નારાયણ સુરજ જેવા, મોટી રેલ વીશે લ્હાવા લેવા;
આવ્યા ભુખ્યાને ભોજન દેવા. મોટી ૨
અમરસીભાઈને આવી દયા, ઘણા કામ મુકીને તઈઆર થયા;
મુકામ નાંણાવટમાં આવી રહ્યા. મોટી ૩
જુલાઈ વીશમીએ સુરત આવ્યા, ઘણા શેઠીઆઓને મન ભાવ્યાં;
બરદાસ કરવા નાણા લાવ્યા. મોટી ૪
કતારગામ છે સુરતની પાસે, એકવીશે લીધા તપાસે;
દુખીઆ લોકો આવ્યા પાસે. મોટી ૫
કેટલા દુબળા કેટલા કોળી, તેના હઈયાઓ ઉઠે હોળી;
વેને રેલે નાખ્યાછે રોળી. મોટી ૬

ઢેરમાલ તેના ધરાડાઈ ગયા, જોઇ હુશીઅત્તને આવેરે દયા;
પાણીથી પાએમાલ થયા. મોડી ૭

કેટલા બ્રાહ્મણ કણગી ભાડેલા, તેના આંખમાં આંસુના રેલા;
તેને ખાવાની પડે વેલા. મોડી ૮

તેને ઘર બાંધવા આપ્યા નાણા, ઘઉં જુવાર ચોખાને દાણા;
આપ્યા લુગડા જાણે કાડયા લ્હાણા મોડી ૯

બાવીશમીએ નાનપરે રે ગયા, જોઈ નુકશાન મનમાં આવી દયા;
ઘણા ગરીબ આવીને ઉભા રહ્યા. મોડી ૧૦

આએવા માછી ને મુસલમાનો, દેખાડે થયા જે નુકસાનો;
વેહેંચી ખીચડી આપ્યો અકેક આનો. મોડી ૧૧

કેટલા નામીચાના દુખ કાપ્યા, તેના છાના જઈ જાતે આપ્યા;
માથે ચડાવી રૂદીઆ ચાંપ્યા. મોડી ૧૨

પાલ અડાજણ છે સામે પારે, થયા શેઠીઆઓ સઉ તઈયા રે
લીધી દાલ ચોખા ને જુવારે. મોડી ૧૩

લુગડા રોકડ સાથે લીધા, પુલપર રહીને ગયા સીધા;
જઈ ગરીબ ગરબાને દીધા. મોડી ૧૪

કાળી કણબી દુબળા ને માછી, બીજી જુવાર મંગાવી પાછી;
ઉંચ લોકોની વસ્તી આછી. મોડી ૧૫

સહુને પ્રસન કરી સાંજે આવ્યા, બીજા લુગડા અનાજ મંગાવ્યા
સહુ શેઠીઆના મનમો ભાવ્યા. મોટી ૧૬

તેવીસમી તારીખ જુલાઇ, ગયા સગરામપરે ત્રણે ભાઈ;
ઘણા રંક લોક આવ્યા ધાઇ. મોટી ૧૭

સહુ બેઠા દુખના ગુણ ગાવા, તેને દાળ ચોખા આપ્યા ખાવા;
આવ્યા અશ્વનીકુમાર ત્રણે નાવા. મોટી ૧૮

ત્યાંતો કોળી દુબળાનું દુખ ખોયું, ચારે ગમ તપાસી જઇ જોયું;
રેલ માતાએ સારૂં ધોયું. મોટી ૧૯

ત્યાંથી જઈને જોઇ તુલસીવાડી. ત્યાં બાવા સાધુ આવે દહાડી;
ઘણી બાવળીઆની છે ઝાડી. મોટી ૨૦

જોયું ગુપતેસર ગામ ફુલપાડુ, ત્યાંનો હીસાબ શી રીતે કાડું;
સહુનું પેટ કર્યું જઇને તાડું. મોટી ૨૧

વેળ ઉબોલી ને સીંઘણપોર, આવતા ને જતાં થાએ બપોર;
ત્રણે ગામમો થાએ દુખનો શોર. મોટી ૨૨

ઝાઝા રંક લોક આવ્યા ધાઈ, પગે લાગે ને કેહે મોટાભાઈ;
પુરી નાખો આ દુખની ખાહી. મોટી ૨૩

તહાંતો અનાજ અતીશે કહાડયા, લુગડાના તાકાઓ ફાડયા;
સહુ સુખી થયા દુખડાં છાંયડા. મોટી ૨૪

રીમાતામાં પણ એમ કરી, રાંદેરમાં જોયું ફરી રે ફરી;
લે વેર લીધું વાત ખરેખરી. મોટી ૨૫

કેટલા શાલ્લા પોતીઆઓ મોટા, સાધુને આપ્યા લંગોટા;
હેમાં અક્ષર એક નથી ખોટા. મોટી ૨૬

આવ્યાં રેલ તણા મોટા ટાણા, ઘણાક ને આપ્યા દાણા;
વળી કેટલાક ને આપ્યા નાણા. મોટી ૨૭

સુરતમાં પણ હેવી રીતે, વ્હેચ્યાં અનાજ ધન કરી પ્રીતે;
ઘેરે ઘેર ગવાશે ગુણના ગીતે. મોટી ૨૮

સુરતના ફંડમાં શેરે ભરયાં, કલેકટરના આગળ જઇને ધરયાં
એતો ઈશ્વરને ઘેર જમેરે કરયાં. મોટી ૨૯

દેશી મીત્ર કહીએ મંછારાંમ, ગુજરાત મીત્રનું મોટું નામ;
સો સો આપીને કરયા પરણામ. મોટી ૩૦

નીરાશના ફંડમાં વેહેચ્યાવાને, સરવેના કલ્યાણ ઈછવાને;
ગરીબના પોષણ કરવાને. મોટી. ૩૧

સુર્ય પ્રકાશમાં પ્રકાશ્યુછે, પરમારથમાં ધન આપુ છે;
કેટલા ગરીબનું દુખ કાપ્યુંછે, મોટી ૩૨

સુરતમાં દીવસ દશ રહ્યા, મોટી મેર કરીને મુંબાઈ ગયા;
જઈ શેઠને સમાચાર કહ્યા. મોટી ૩૩

વ્યાસ વીનતી કહે તે ચીત ધરજો, ભુલે ઇશ્વરની ભગતી કરજો;
સઉને ઠારયા તેવા તમે ઠરજો. મોટી ૬



## છપ્પો.



શેર તણા સરદાર સુણો એક અરજ હમારી;
ચંદ્ર સૂર્યથી અધીક કીરતી વધો તમારી;
વીદ્યા બળ વીવેક જશ અઓરો થાજો;
રંક ગરીબ કંગાળ રઇયતની વારે ધાજો;
પરમારથપર પ્રીતી કરો, વચન હમારૂં થાપજો;
કીરપાશંકર વ્યાસને એકશબ રૂડો આપજો.





# જાહેરખબર.



આ ચોપડી તથા એનો પેહેલો ભાગ નીચે ઠેકાણેથી રોકડી કીંમતે મળશે.

સુરત મધે વ્યાસ કીરપાશંકર મોતીરામ ઠો: કંસા સેરીને નાકે. એ શીવાય દરેક બજારોમાંથી મળશે.

